ભાઇઓ જરા અનુભવજો.

શ્રી

# શંખણીના દુઃખનો ચિતાર.

દોહરો. Reg. No. 75

જેના ઘરમાં શંખણી, તેના પુરણ ભોગ;
કદિ ન થાયે વેગળો, મરણ શમાનો શોક.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,
કવિ
ત્રિભુવનદાસ નારણજી—અમદાવાદ.



નકલ ૨૦૦૦. સંવત ૧૯૭૮. આવૃતિ બીજી.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે
છાપ્યું, પાંચકુવા—અમદાવાદ.

કિંમત એક આનો.

બહુ અનુભવની વાત છે.

શ્રી

# શંખણીના દુઃખનો ચિતાર.

## દોહરો.

જેના ઘરમાં શંખણી, તેના પુરણ ભોગ:
કદી ન થાયે વેગળો, મરણ સમાનો શોક. ૧

## મરસીયા.

કદિ મને મળે આવી નારી, જોઇ ભુંડો ખાવો ભેખ ધારી:
પગે લાગીને દઉં હું વોરાવીરે હાય ! !
હાયરે હાર્યો હું શંખણીરે રાંડથી. ॥ ટેક૦ ॥ ૧
ઉંના ઉંના ત્યાં ચીપીયા ખાયે, અને પાંસરી કદિક ત્યાં થાયે:
નથી બિજો કોનો જો ઉપાએરે હાય ! ! હાયરે૦ ૨
રાંડ સુકાં એ લાકડાં લડાવે, રાંડ વા'લાં વિખુટાં પડાવે;
એવાં એવાં ઓડાં એ અડાવેરે હાય ! ! હાયરે૦ ૩
રાંડ બેસે ઘોળે દિન ખાળે, ભલે સામા બેઠા જન ભાળે;
એનું જીવતાં ડાચું બાળેરે હાય ! ! હાયરે૦ ૪
નથી નયણે શરમનો છાંટો, છતાં કરે ઘણો ઘણો ફાંકો:
કહો દિવસ કેટલ્યો વાંકોરે હાય ! ! હાયરે૦ ૫
હાથ પગનાં કરતી બહુ લટકાં, ભરે બોલાવે તેનાં તે બડકાં;
એની જીભડી વાગે જો જટકારે હાય ! ! હાયરે૦ ૬
પાડી ધાંટા કરે લોક ભેળા, તેને બોલાવે કોઇ જો વેળા;
ઘેર બેઠાં કરે રાંડ મેળારે હાય ! ! હાયરે૦ ૭
રાંડ આખી જગતનું ફોલે, રાંડ કરે તેવુંજ તે બોલે;
રાંડ ચડી બધે ચગડોળેરે હાય ! ! હાયરે૦ ૮

રાંડ ચોરી કર્યામાં ન ચુકે, રાંડ કાંચળી કોની ન મુકે;
પછી શાહુકાર થઈને હુંકરે હાય ! ! હાયરે૦ ૯
રાંડ કરે છીનાળાં છાનાં, નહી ગણે મોટા ને નાના;
પ્રભુ પડયાં ક્યાંથી આ પાનારે હાય ! ! હાયરે૦ ૧૦
રાંડ સગી છોડીને ભાંડે, રાંડ નિત્ય નવાં ઘર માંડે;
નહિ ધોકાવતાં ટેવ છાંડેરે હાય ! ! હાયરે૦ ૧૧
રાંડ ચોરી કરે બહુ છાની, બધે સગા ધણીનું માની;
એવી ઉખડેલ દીઠી ઉફાનીરે હાય ! ! હાયરે૦ ૧૨
રાંડ માર ખાયે મન માન્યો, તોય નાવે છાંટો જો લજ્યાનો;
પાર લાવે ન લેશ કજીયાનોરેય હાય ! ! હાયરે૦ ૧૩
ધણી ગોબરીને રાંડ ગંદી; છતાં ફરે વળી સ્વચ્છંદી;
કેવી ફીટેલ ફાંકડી બંદીરે હાય ! ! હાયરે૦ ૧૪
આપે સાસુ નણંદને ગાળી; થાય વાત્રણ સસરાને ભાળી;
બોલ બોલી રૂંવાટા દે બાળીરે હાય ! ! હાયરે૦ ૧૫
પાપી પાડોસીને નવ છોડે, મારે પગના તેને ને જોડે;
રાંડ લડે ચડીને જો ઘોડેરે હાય ! ! હાયરે૦ ૧૬
રામ લીલા જોવાને થાય ઘેલી, જૈ બેસે ત્યાં સહુની પે'લી;
નાક કાનને નેવા પર મેલીરે હાય ! ! હાયરે૦ ૧૭
કરી આંખે ત્યાં ત્યાં અણુસારા, ખુબ બાંધે છે પાપના ભારા;
કરી મ્હાનખા જગતના કાળારે હાય ! ! હાયરે૦ ૧૮
રાંડ ધણીનું કાળજું બાળે, ચડી ઝાટકે આડી એ ચાળે;
માનું પાનીયું પ્રભુ તું વાળેરે હાય ! ! હાયરે૮ ૧૯
નથી વીતાડવામાં જો બાકી, કોઈને રાખતી ગામની કાકી;
એવી પીડા દે છે સહુને પાકીરે હાય ! ! હાયરે૦ ૨૦

રાંડ અક્ષર એક નવ જાણે, જાણી ઉપર ખાર ખેદ આણે;
અમો વિના સળગેલી જાણેરે હાય !! હાયરે૦ ૨૧
રાંડ દેખી બીજાઓનું સારૂં, કરે કાચું તેનું બહુ કાળું;
આને ઘાંસલેટ વિના ક્યાં બાળુંરે હાય !! હાયરે૦ ૨૨
રાંડ જીવતાં અનાજને રાંધે, મહાપાપવા પોટલા બાંધે,
જેને ફેરવું રાસભની ખાંધેરે હાય !! હાયરે૦ ૨૩
રાંડ ભાવે તેવું મુખ ભરડે, રાંડ આડેઆડું સાવ મરડે:
એને રાફડાની ધુળ કરડેરે હાય !! હાયરે૦ ૨૪
રાંડ માથું ઓળે નવ ચોળે, અંગે લીખો ટોળા હોય ટોળે;
ભાળે છતાં વિણે નહીં ડોળેરે હાય ! હાયરે૦ ૨૫
કહું કેટલીક આની ઓ કાણી, લેજો ટુંક માંહિ સહુ જાણી;
કરી ઘરને ચાલે છે ધુળ ધાણીરે હાય !! હાયરે૦ ૨૬
નહિ સમજાવી સમજે તે સાને, નહિ વાત ધરે કોઇ કાને;
નહિ કહ્યું તે પ્રભુનું માનેરે હાય !! હાયરે૦ ૨૭
રાંડ દ—સ—દ—સ વાર તે ખાયે, તોય કદિ નહિં તે ધરાયે;
પેટ પાટણ જેવું જણાયેરે હાય !! હાયરે૦ ૨૮
રાંડ આવી છતાં થાય સારી, ગણે દુનિયા આખી નઠારી,
રાંડ થાકે ન કરતાં લવારીરે હાય !! હાયરે૦ ૨૯
નહિ પોસાય પિયરમાં જઇને, નહિ ગમે સાસરીએ રહીને;
રાંડ જીવે બધાને દુઃખ દઇનેરે હાય !! હાયરે૦ ૩૦
નહિ બોલાવે દેડીયાની માને, ભાળે ત્યાંથી વધાવે ઉપાને;
તોય દોડી આવે ઘર તાનેરે હાય!! હાયરે૦ ૩૧
જેને આવી હોએ ભાઇ નારી, તેને સોંપી દેજો પરભારી;
તેને ગમે તેવો વર ધારીરે હાય હાયરે૦ ૩૨

સુકું ટોપરૂં ને ગોળ દેજો, પગે લાગીને રામ રામ કેજો;
પાછી ખબર તેની નવ લેજોરે હાય!! હાયરે૦ ૩૩
આ એક શંખણીનું પતાનું, એક બીજીના ગુણ હું બતાવું;
જોવી હોય તો આવજો વતાવુંરે હાય!! હાયરે૦ ૩૪

### દોહરો.

કદમાં ચોખી વાંદરી, ભૈરવ જેવું મુખ;
સ્વભાવ ચોખો કુતરી, જબરૂં જેનું દુઃખ. ૧

---

### રાગ.

આવી જ્યાં જ્યાં શંખણી હોયે મોઢું તેનું જોશો ન કોએરે.
જેમ કુંભાર ગધેડીને ઝુડે, ડફણાં લઇ નિત્ય;
શંખણીને તેમ ઝુડે સદા પણ, સમજે નહિં કંઇ ચિત, આવી.
બળ્યો-જળ્યો રાંડ ખોરાક રાંધી, બાળે ધણીનું પેટ;
માલ મલીદા ઉડાવી આપે, ડોજું ભરે ઠેઠો ઠેઠ. આવી.
ધણી જમ્યા પછી બહાર પધાર્યાની, વ્હેલીવ્હેલી જુવે વાટ;
ધણી ગયા પછી નીકળે ભટકવા, મારી વેસ્યાનો ઠાઠ.
ઘાંચીની પાડી જેવી રાંડ, જાડી ગાંગરી ગાયે ગીત;
ઘોર નિંદ્રામાં સુતાં જગાડે, ભાઇ બનો ભયભીત. આવી.
નાટક જોવાને ઘેલી બની ધણી, હાં—હોરા કરતી જાય;
નખરાં સિખી લાવી નાચે પાડોસમાં, જોતાં મને જ્વાળ થાય. આવી.
કજીઆ કંકાસમાં નંબર પહેલો, સુદાય રાખે એ રોજ;
વડેલ વેસ્યાથી વિશેષ હલકો, વધારે પોતાનો બોજ. આવી.
સુતી ઉઠે ત્યાંથી ખાવાને માંડે, થાકે ન દિવસ રાત;
કરવત જેવા દાંત ચલાવ્યાની, સમજી અરે એક વાત. આવી.

પાણી ઉલેચ્યાની પેઠે અનાજને. ઘરમાંથી ઉલેચે જાય:
તોલ વગરના દાણા તે, તરબુચ, ટેટી ખાય. આવી.
ધણી બિચારાને રળવાને માટે, લોહીનું પાણી થાય:
રાંડની તો મન ગણતરી, કદિ લગીરે ન થાય. આવી.
આવકથી જાવક કરે બમણી ને, તે તેને ધાગે નકાંચ;
પ્રભુના તેડા વિનાનો બિજો, નથી રાંડનો ઉપાય આવી.
સગી છોડીને ધાટા પાડી કહે, વેસ્યા ને ગામની વહુ:
કે'છે ત્રિભુવન મળે મને તોતો, નાસી જંગલમાં જઉં. આવી.

---

## ત્રિતાળી–ચોપાઇ.

દિસે રંભા થકી એ રૂપાળી. પણ ખોપ ખોદે હદ વાળી:
સંધ્યા પુજા ત્રણે ટંક કરતી, નથી પાપથી લેશ પણ ડરતી. ૧
કરે કથા ને વારતાઓ સારી, પણ હૃદયથી ચોખી હત્યારી:
નામ ધરે છે માછલીના જેવી, પણ યક્ષણી હડવી દ તેવી. ૨
નથી વિવેકમાં જોતાં ખામી, પણ પ્રભુ જાએ તોબા પામી:
કરે ભક્તિ પ્રભુની અપાર, પણ કૃત્યથી ધ્રુજે કિરતાર. ૩
ટીલાં ટપકાં કરે રાંડ એવાં:એ તો દુનિયાંના મન હરિ લેવા;
એવી એવી રાંડ હૃદયપાળી, મોટા મુનિવરોનો ભેખ ટાળી. ૪
જેની અભ્યંતર શક્તિ છે એવી, લોહી પીતાં ધરાય નહિ તેવી.
આનું વર્ણન દેવોથી ન થાએ, ત્રિભુવન ભણ્યો ત્યાં તોબાંએ. ૫

---

## આવી બૈરીને કેવા પુરૂષો માન આપે?

બહુ બૈરીને માન, ડોબા જેવા દે છે;
શામાના બની સ્વાન, હાજી–હા–જી–કે છે. બહુ૦

માત પિતાને મારે લાતે, ભ્રાત થકી રે જુદા જાતે;
દેવી સમ ગણી નાર, પૂજે પગ તે ખાતે. અહુ૦
ભગિની દેખી દૂર ખસે છે, સગાં સરવથી દૂર વસે છે;
નાર બસાવે તેમ, સઘળે એજ બસે છે. અહુ૦
નાર લડે ત્યાં લડવા જાએ, લઇ ઉપરાણું ભેરે થાએ:
મારે કોઇ જો માર, નાર વતી તે ખાએ. અહુ૦
નાર જુકાવે ત્યાં તે જુકે, કહે તડકે તો ઉભો સુકે;
રજા વિનાનો પાય, આગળ જે નવ મુકે. અહુ૦
નાર ખીજે તો બેસે રડવા, બોલ સહે છે કાને કડવા:
આ ગૌરીના કંથ કેહેવા, કેવા ભડવા. અહુ૦
નાચ નચાવે નારી નેવા, નાચે આડા અવળા એવા:
ત્રિભુવન કે ભાઇ, કહો આ ટોયા કેવા ? અહુ૦

---

## દોહરા.

ફાંકો જોયો જાયનાં, જાય ન જોયો દંભ:
ચાગ્યો મોટો હીજડો, જમઅંગ માણેકથંભ. ૧
બહુ બકવાદી બાઇડી, ફરતી મન મસ્તાન:
સજ્જન તજજો તે તમો, શાણા સંગ તમામ ૨
નિત્ય નવરાવે રાંડને વળીજ ચાંપે પાય:
ગુણ હીણ તે ધણી ગાંગલો, ડોબો સાવ દેખાય. ૩
ધાંટો પાડે રાંડડી, થર થર કંપી જાય;
એ આનો નર ગાંગલો, જોયો નજરે ભાઇ. ૪
નાક કપાવ્યું નાતમાં, કોઇ ન ચાહે ચેર;
કુટુંબમાં પણ ગાંગલે અગનો બાંધ્યું વેર. ૫

---

# ભુંડી બાઇડીના ભાયડાએ શું કરવું ?

ભાઇઓ જેની ભામની ભુંડી, તેણે વાવ ગોતવી ઊંડીરે. ટેક૦

પતિ જમીને ધંધો કરવા, ઘર થકી જાય બાર;
નિરાંતે નારીના ઘરમાં પેસી, ભજીયાં મફતનાં ખાય ભાઇઓ.

ઘરધણી દેખીને ઘુંઘટું ચડાવે, રાખે સદા એ રીત;
પરણ્યો ધણી જેને દીઠો ગમે નાહ, કરે બીજાની પ્રીત. ભાઇઓ.

બળ્યો જળ્યો ધણી ખાવા આવે ત્યારે મહા જો યુદ્ધ મંડાય;
સિંહણ સમી થઇ ધુણવે એવી, જગત જોવા ભેળું થાય. ભાઇઓ.

પીયર જવા બાના જુઠાં કાઢે અને, સમજાવે જુઠી વાત;
ખરી રીતે જાય રહેવા રૂપાળી, વાંઢાના ઘરમાં રાત. ભાઇઓ.

પતિ કહે તે નો કાને ધરે નહી, માને નહીં એક બોલ;
ઉલટા અખાડા કરતી અતિશય, કરે છે તરણાને તોલ. ભાઇઓ

સારા સારા બહુ શ્રૃંગાર જુવે, જુવે ખાવા સારૂં મુખ;
સારાં ઘરેણાં માંગે સતાવી, વાંકાં બોલી દે છે દુઃખ. ભાઇઓ.

લટકાં ને ચટકાં કરતી બજારે, આમથી આમથી જો જો જાય;
નખરાં કરે અન્ય નરો દેખીને, મોઢેથી બહુ મલકાય. ભાઇઓ.

જેને મળી આવી નારી તેને તો, કર્મ તણા ભુંડા ભોગ;
લાકડા ખોટે જાય લેવાયો, પરણ્યો પતિ ત્રણુ રોગ. ભાઇઓ.

આવી નારીના દુઃખથી છુટવા, એક બતાવું ઉપાય;
વણ પાણીની વાવને શોધી, સદાય રહેજો છુપાય. ભાઇઓ.

જડતો નથી મને જોતાંજ બિજો, છુટવા કોઇ ઉપાય;
પ્રભુ બનીને પાંસરો કાંતો, તેની પાસે તેડી જાય. ભાઇઓ.

રાગ—કેરી સહીયર જેનો કંથડો.

પુરે કરેલ પાકાં હાથથીરે, જેણે અઘોર પાપ:
ભેટે તેનેરે આવા ભામની, જુવો કુટિલ કમજાતરે. પુવે.

વડવું ખાવુંને સુવું એટલ્યુંરે, રાંડ કરે મુખ્ય કામ:
તોબાં ભરેરે તેનાં ઘર તણાં, ભરે તોબા આખું ગામરે. પુવે.

કજીયા કંકાસ કરે શોધતીરે, બાનાં હૈને અપાર:
નરસા સારાને સરખા ગણે, મહા દુઃખનો ભંડારરે. પુવે.

ઉપકાર અપકારને સમા ગણેરે, ગણે હિતાઓ હિત;
ભરડે આવે મુખે તે ભાવતું, જરા વિચારોનાં ચિતરે. પુવે.

અળગો કરે નહીં અંગથીરે, કદિ ચિતડાથી શોક:
ભાગે ભાળીને મહા ભુતડી, ડરે દુનિયામાં લોકરે. પુવે.

દંભને દમામ તો એવો કરેરે, શાણી સીતાની બેન:
મુંગી બેસીને જો જો પાટલે, કરી ભક્તિ તણું વેનરે. પુવે.

પીયર સાસરે નહી પાલવેરે, એવી લક્ષણની લોથ;
કરડી ખાએ છેજુઓ કાળજાં, આપે જેઓ તેને ઓથ. પુવે.

લડે લડાવે એવાં લાકડાંરે, ગાઉ હજારો જે હોય;
તેને ભેટાળે પળ એકમાં, ભલે વાત કાંયે નોયરે. પુવે.

આવી ઘડી શાને ઇશ્વરેરે, દેવા ભુતળને ભાર;
ચોખી ચુડેલ કે આ જોગણી, ગજબ ગુન્હાની કરનારરે. પુવે.

દોહરો—હરામખોરો હોય ત્યાં, જો સારાજન જાય
માન હિણુ પૂરણ બની, મૂરખમાં લેખાય. ૧

સમાપ્ત.

# શંખણીને છેલ્લી વિનંતી.

રાગ—વ્હાલાજીના મહિનાનો.

શંખણીઓ સાંભળજો મ્હારી વિનતી,
કરશો નહિં ક્રોધ મારા ઉપર રોશજો;
અનુભવના ઉદ્ગારો મેં માહારા લખ્યા,
કાંઇ નથી જો આમાં મ્હારો દોષજો. શં૦
વાણીને વદનોથી રેહેજો વેગળી,
આભાર માનીશ આપ તણો હું અપારજો;
કોઇ ભવે દેશોનાં દરશન આપના,
એજ ગણીશ હું આપનો ઉપકારજો. શં૦

---

# જાહેર ખબર.

મારા તરફથી ૧૫ જાતના પુસ્તકો પ્રગટ થયાં છે. જેની એકંદર નકલ એક લાખ ને સત્તાએહજાર થઇ. તેમાં માત્ર નિચેનાં પુસ્તકો મારી પાસેથી રોકડી કિંમતે મળશે.

૧ ત્રિભુવન તરંગ આવૃતિ પાંચમી... ... ... ૦—૬—૦
૨ શંખણીના દુઃખનો ચિતાર ... ... ... ૦—૧—૦
૩ આનંદના ઢગલા અને વાંઢાનાં વલખાંની વિભુને વિજ્ઞપ્તિ. ૦—૧—૦
૪ હોટેલ પુરાણ ... ... ... ... ૦—૧—૦

ઉપર સિવાયના બીજાં પુસ્તકો માગવાં નહિં. તેમજ પોષ્ટથી મંગાવવા કોઇએ તકલીફ લેવી નહિં.

તા. ૧૭–૪–૧૯૨૨.

મારૂં સિરનામું—કવિ ત્રિભુવનદાસ નારણજી.
ઠે. રાયપુર મહાલક્ષ્મીની પોળ, પીંપળાવાળો ખાંચો,
ઘર નં. ૪૫૮૫—અમદાવાદ.